# જાલમી ચાય જબે*

ડીલખુશ તથા ચાનક આપનારી

## વારતા.

મુંબઈ,

શને ૧૮૭૮.

કીમત આઠ આના.

એ ચોપડી કોટમાં તેમજ કાલબાદેવીના રસ્તા ઉપર

સઘલા ચોપડીવાલાવોનીદુકાનેથી મળશે.

—::o::—

... ેશમાં છાપી છે.

# દીબાચો* ૧૧૬૫

મીેહ વાંચનાર આ મારી નાંહાંની વારતા ઇરાંનની ત-વારીખ સાથે કાંઇપણ તાલુકો રાખતી નથી. એ વારતા કંઇજ નહીં પણ એક જુલમી પોતાનાં બુરાં કરતુકોથી કેવી હાલતે પહોંચેછે, તથા એક નીરદોષ ઉપર કેવો જુલમ ગુજારેછે, તથા આખરે તેઓને કેવો ઇનસાફ મળેછે, તે સઘળાંનો ટુકો ચીતાર દખાડી આપે છે.

આ વારતામાં હુંએ કોઇપણ અંગરેજી અથવા ગુજરાતી ચોપડીની મદદ લીધી નથી. અને તેનુ કારણ એજકે જો તેમ કરતેતો મારી ધારેલી નેમ કવચીતજ પાર પડતે, અને એજ કારણથી પારકી મદદ પડતી નાંખવી પડીછે. વળી મારે એટલુ બી કબુલ કરવુ જોઇએ કે આએ મારી પેહેલી કોશેશ છે માટે તેમાં ઘણીક ભુલો હશે, તેવીશે વાંચનારે દરગુજર કરવી. વાંચનાર! જો આ મારી પેહેલી કોશેશને પુરતો આશરો મળશે તો ફરીથી સારા આકારમાં દખાવ દવાને હીંમત કરીશ.

ન૦ કે૦ શેઠના.

---

# જુલમી થાય જબે.

કંગાલ્યતનો ચીતાર.

મીનાચેહેર—હવે દુખ અને દલગીરીના કકલાટ મારાથી વધારે સાંભળી શકાતા નથી; હું નહી ધારતા કે હવે હું વધારે દહાડા જીવી શકશ! કેમકે ભુખમરા, કંગાલીયત, [illegible], અને દુખ સઘળું શાથે થયુચ.

ગુલનાર—વહાલા મીનાચેહેર, હું તને કંટાલો [illegible] નથી બોલતી. તું પોતેજ જોયચ કે ૩ તરણ દહાડા [illegible] અનનો એક પણ દાંણા મોંપર મુંકયો નથી, અને બીજુ [illegible] ખઇના બુરા મરજથી હું હેરાંન થાઊંચ, તે તો તું [illegible]; અરે એ કીયાં પાપોની શજા હશે!

મીના.—ગુલ, તીયારે હવે રસતો શું? આપણ આ બાળક કોઇને શવાધીન કરીને બહાર નિકળી જઇએ; કેમકે એ ઇરાંન જેવાં રળીયાંમણાં શેહેરમાં કોઇ પણ દયાલુ શખ્સ આપણી ગરીબાઇની દયા ખાય એવું મને જણાતું નથી.

ગુ.—અરે એનાથી છુટું પડવું ઘણુંજ દુખદાયક છે.

મીના.—પણ એનાથી છુટાં પડવા શીવાય કંઇ પણ ઇલાજ નથી, જો આપણી જીવતાં રહેવાની અને એને પાછાં મલવાની સરજતજ હશેતો આપણે એને પાછાં મળશું; નહીંતો એ આ દુનયાંમાં ખોદાને આધારે એખલુ અટુલુ પોતાની જીંદગી ગુજારશે.

ગુ.—પણ એને કોઇ દયાળુ શખસના આસરા હેઠળ આપવુ જોઇએ. હા, મને યાદ આવે છે કે આપણી ગરીબ પણ દયાળુ દાશી એને ઉધારશે, તથા એની બરદાશત કરશે.

મીના.—ઓ ફરતાં આશમાંન એક વખતે તુંએ મને સુખ ના ઊંચામાંઊંચા બુરજપર ચહડાવી, અંતે મને એકદમ ગંગ-

ડાવી દીધો, તથા કેવી કંગાળ હાલતમાં લાવી નાખ્યો, કે અંતે આ નીરદોષ બાળકને પારકાને શવાધીન કરવાની ફરજ પડી.

ગુ.—અરે માનવી! આઘલા પાછલા વખતનો ધડો તને એ-માંથીજ મળી શકશે. આ ફરતાં ચકરમાં કેવા કાવાદાવા છે, વળી જેવો પઇસાની ઉપરજ મગરૂરીનો મેહેલ ઉઠાવે છે, તેવો પોતાના વિચારમાં કેવા ઠગાય છે તેબી હમારીજ હાલત ઉપરથી જણાઇ આવે છે. ગરીબાઇ શું ચીજ છે તેનો મને આઘલ કંઇ પણ અનુભવ નહેતો, ભુખમરો પણ હુંએ કદી જોયલો નથી, કે જેનો હું હમણા ભોગ થઇ પડી છું. પણ તારે શું દુખ આવે તો એકદમ સાંમટુજ આવે કે?

મીનો.—ગુલનાર ના રડ; હવેતો આપણે રાતોરાત કોઇ અનજાણા મુલકમાં જઇએ અને તાં હું એક નોકર તરીકે ને તું એક દાશી તરીકે રહીએ. કેમકે આએ શેહેરમાં આપણને દરેક જણ ઓળખે છે; માટે આપણને શરમતો લાગશેજ.

ગુ.—પણ શરમ ગરીબાઇમાં નથી, તેતો બુરાં કાંમમાંછે.

મીનો.—પણ જે હાથે તેમને નવાજેલા તેજ હાથ આ-જુજી કરે! અરે એ કેવો દલગીરી ઉપજાવનારો બનાવ! અરે દરેકજણ મને શોદાગર મીનોચેહેર તરીકે ઓળખે તેવોજ મને એક નોકર તરીકે બોલાવે! એ વીચારજ કરતાં માંરૂ મગજ ફરેછે, એજ વીચાર મને ગુંગળાવે છે, તથા એથીજ મને આ શેહેર છોડવાની ફરજ પડેછે, (ફીરંગીજ આવે છે, તેણીને કહે છે.) ઓ વહાલી ફીરંગીજ, જો કે તું ગરીબ છે પણ તારૂ દીલ ગરીબ નથી. હમારાં શોદાગરી વહાંણોનો નાસ થયલો શાંભળતાંજ હમારા માગનારોએ હમારૂં ઘર લુટીયું, અને આંગ પરનાં વશતર શીવાય જે કંઇ તેમના હાથમાં આવીયું તે લઇ ગયા.

ફી.—પણ ગુલ તે યાદ કરી તું ઉલટી દુખી થાય છે.

ગુ.—જેમ તેં હમુને આ ઘેરનો આશરો આપીયો, તેમ તું હમારૂં આ કમનશીબ પણ નીરદોષ બાળકને આશરો આપ;

કારણકે રાત થતાંજ હમો આ શેહેર છોડી જનાર છીએ.

ફી.—પણ બાઇ તમારી પાસે પઇસા નથી કે નથી તમારા માં ચાલવાની શકતી, તેથી એ વીચાર માડીવાલો, અને મારી શાથેજ રહો; કેમકે તમો જાણોચ કે ૩ દહાડા થયા હું ચાકરી રહી છું, અને આજે ઘેર આવવાને બાહને હું જે મારા ખાવામાંથી બંચાવીને લાવી છું, તે તમો ખાવો, અને મારી શાથેજ રહેલો.

ગુ—દાસો, ખચીત હમો ભુખાં છીએ,

ફી.—શું મારા ગયા પછે તમે હજુર કાંઇજ ખાધુ નથી?

ગુ—નહીં, દાસી,

મીનો.—કોણ જાણતું હતું કે સોદાગર મીનોચેહેર એક નોકર તરીકે રેહવાને તઇયાર થશે.

ગુ.—અને કોણ જાણતું હતું કે ગુલનાર તેની એક વફાદાર દાસીને આસરે જાઇ પડશે.

મીનો.—ગીયા દશ દિવશપરજ તુંજ હમોને પાછલે બારણેથી નશાડીને હમારા ઘાતકી માગનારાના હાથમાંથી બંચાવીયાં અને તારા ઘેરમાં આશરો આપેયો, તે હું જીંદગી સુધી ભુલશ નહીં; પણ આ બાળકની બરદાશ કરવાને તું વચન આપ.

ગુ.—દાસી ના નાકે. હમોથી અહીં રેવાયજ નહીં; કેમકે એકતો હમારા માગનારનુ દુખ, બીજુંતો હમુને દરેક જાણ ઓળખે તેથી હમોથી નોકર તરીકેતો રહેવાયજ નહીં. તું એ નાંના શોરાબને તારે અસતક લે, એને દશ માશબી પુરા નથી થયા તેટલાંજ હમુને એનાથી છુટુ પડવુ પડેછે.

ફી.—મને પણ તમારી શાથેજ આવવા દો.

ગુ.—નહીં, ફીરંગીજ, તું હઠીલી ના થા, તારી હાજરી ઉલટી હમુને અડચાણ કરશે.

મીનો.—દાસી સોરાબને તારે અસતક લે, એને નેક તરબીયતથી ઉધારજે, તથા એનાં જીવતાં માબાપ છતાં એ મા-

બાપ વગરનાં બચાંની બરદાસ લેજે, એ કમનશીબ પણ નીરદોષ બાળક તું એક માયાળુ દાસીના આશરા હેઠળ ઉધેર જે, ને જો નશીબ તથા વખત આપાણને સાથે મેળવશે, તે જુદાજ આકારમાં સાથે મળશું; નહીં તો હમો એજ હાલતે મહોતને તાબે થયાં; તો એ દુનીયાંમાં ખોદા વગર તારો કોઇ વાળી નથી, એ ચોકસ જાણજે.

ગુ.—ઓ ફરેસતાઇ બાળક! તારાથી જુદીપડતાં મારી છાતી ફાટીજાયછે, મને ફેરઆવેછે, પણ હવે બીજો રસ્તો નથી; ઓ સુંદર ગોલાબ તું આ દુનીયાંમાં જનમનેજ નહીં તો હ- મારાં દુખમાં વધારો કરતે નહીં; પણ હવે તો બધુ થઇ ચુકુ, દાસી એને તારે અસતક લે, તથા એ મોટો થાય તીયારે એને હમારી બધી વાત કહેજે; કેમકે મારા ખઇના બુરા મરજને લીધે મારી જીવવાની આશા થોડીજ છે. અરે કંધાલાચત તું તારી ચુંગાલ હમારાપર એકેદમ લંબાવ! તથા હમારી જીંદ- ગી ખતંમકર. અરે ફરતા આશમાંન એથી વધું દુખ તું કાચુ દેખાડનાર છે, તેમાટેબી હું ઇંતેજાર છું; પણ હું ધારૂંચ કે હવે મોહોત મારો અંત લાવશે. અરે મોહોત! તારાથી દરેક માનવી બીએછે; પણ હું તો તારી રાહા જોઉછું. કારણકે મારૂ સુખ હું તારામાંજ શમજાુછું, માટેજ હુ તારાથી ખુશી છું.

મીનો.—ગુલનાર, હવે તારો કકલાટ હું વધારે વાર શાંભ- ળી શકતો નથી; કેમકે તારો કકલાટ મને વધારે દુખી કરે છે, માટે બેહેતર એજકે ખોદાની મરજીથી જે હાલતે આપણે પુગાં છીએ તેને તાબે થા, તેની શાંમે વધુ સખુન કાઢવાને તારી જુબાંન અટકાવ. આઘળ આપણે જે સુખ તથા મોજ મજાહ ભોગવતાં હતાં તેબી તેનાંથીજ હતુ તથા તેણે પાછુ લીધુ, તેમાં તેણે શું ખોટું કીધું?

ગુ.—એ બધુ હું મુગે મોંને ખમશ; પણ આ બાળકથી કેમ જુદી પડું! આ ઘાંટીમાં જીવ છે, તાંહાં લગન હું એ- નો સાથેજ રેહેવશ.

મીનો.—ગુલનાર હવે વધારે હઠીલી નાથા, એ બાળકને

દાસીને સવાધીન કર, વખત મેળવશે તો આપણે એને મળશું.

ગુ.—શું આપણે એને પાછાં મળશું? કદીનહીં, કદીનહીં, જેમ મોહોત મારાં દુખનો છેડો લાવશે, તેમજ મને એનાથી છુટી પાડશે; કારણકે વધારે દહાડા હું જીવનાર નથી.

મીનો.—ગુલ, હવે બસ કર, વધારે હઠીલી ના થા, તથા એક વખત જે મીનોચેહેરના સખુનપર તું જાંન આપતી હતી, તેપરજ તેના પડતા વખતમાં તારા કાંન બંધ ના કર.

ગુ.—લે, દાસી લે; હવે બસ થાઇ ચુકું! હું પોતે અરધી ઘેલીતો થઇચુકી, તથા શું કરવુ તે પણ સુજ પડતુ નથી. આ ફેરેસતાઇ બાળક! તારા દશ મહીના પુરા થયા નથી, તેટલાં માંતો તને છોડી જવાની મને ફરજ પડેછે; પણ તું સુખી રહેજે! આ દુખી હઇયું તને સુખી જોઇને હરખનાં આંસુથી પોતાનાં દુખની કળ વાળશે.

ફી.—બાઇ તમે બેફીકર રહો, એને હું મારાં પોતાનાં બચ્ચાં તરીકે ઘણશ. વળી મારે તાં એક પણ ફરજંદ નથી, માટે એને હું ખોદાની બકશેશ તરીકે શામજશ.

મીનો.—ફીરંગોજ, તું જાણેછે કે હાલ મારી પાશે કાંઇ નથી; માટે હું કાંઇ આપી શકતો નથી, પણ આ વીટી લે. એનાપર મારૂ નામ કોરેલુ છે, એ એને ઉમરે પહોંતા પછીજ આપજે. આ દુનીયાંમાં મારૂ તરીકે હું કાંઇબી ઘણતો હોઉ તો તે એજ છે; કેમકે બીજુ મારી પાશે કાંઇજ નથી, માટે આશીરવાદ શીવાય બીજુ કાંઇ આપી શકતો નથી. તું જેવી વફાદાર છે, તેવોજ ઘડો આ બાળકને આપજે.

ફી.—મીનોચેહેર તથા ગુલનાર, હુંએ મારી ફરજ શીવાય બીજુ કાંઇ કીધુ નથી.

મીનો.—નહીં નહીં; તારી ફરજ ઉપરાંત તેં વધારે મદદ કીધીછે, મારા માગનાર, મારા સાથે ખાનારા મીત્તરો, જેવો મને જોવાથીજ પોતાને સુખી શામજતા હતા, તેવો કાં છે? હવે મારી બાજુએ કોણ છે! જેવોને હુંએ વધારેલા, નવાજેલા,

અને સુખી કીધેલા તેવો આજે મારી મદદે આવવાને બદલે પોતાનાં મોં છુપાવેછે; અને હું કોઇ બળા, ઉડતો રોગ કે મરકી હોંઉ તેમ મારાથી નાશેછે; પણ દાસી તેથી ઉલટીજ માગી ચાકરી કરવા ઉપરાંત તેં તારી ફરજ બજાવી છે. તારી મદદપર મારો કાંઇજ હક નથી, તથા એવી તારી મદદની મને શપનામાંબી આશા હતી નહીં.

ગુ.—ફીરંગીજ, તું આંવા ઉમદા ગુણની વારેશ છે, તે આજે જણાહ્યું; તું ગરીબ છે પણ સંતોષી છે, તેમજ તારામાં મગરૂરી નથી, તથા તારી દલગીરી અને ખુશાલી સરખાંજછે.

મીનો.—ગુલ, તું ખરી છે; ગરીબાઇને ધીકારવી તે પોતાનેજ ધીકારવા બરાબર છે.

ગુ.—વહાલા મીનોચેહેર આપણી હાલત ગરીબ નથી પણ કંઘાલ છે; ગરીબાઇમાં સુખ છે, પણ કંઘાલીયતમાં દુખ છે; અને દલગીરી ભેળાયલાં હોય છે.

ફી.—ગુલનાર, મારી છાતી ફાટી જાયછે, અરે આપણ કેદારે પાછાં મળશું; દુખ તથા કંઘાલીયત આપણને જુદાં પાડે પણ તમારી સચાઇ અને દયા આપણને પાછાં મેળવશે.

ગુ.—સોહરાબ તારી માયનો છેલો ચેહેરો જોઇલે! આ વીટી તું કોણ નેકનું ફરજંદ છે, તે તને જણાવશે.

મીનો.—એ વીટી મને હમેશ ગમતી હતી, તે તને કાંમ આવશે, મારી દરેક ચીજ પર એનો છાપ છે, તે જો તને મળે, તો તે લઇ સુખમાં રહેજે, એજ વીટી આપણને પાછાં મેળવશે! સોહરાબ આ છેલી બઘલગીરી કરતાં મારી તને એજ દુવા છે કે, એક છુટા પડતા બાપના આશીરવાદથી સુખી રહેજે!

ગુ.—સોહરાબ, તારા બાપની નેકી, સચાઇ તથા દયાનો તું વારેશ થજે! એજ મારા આશીરવાદ બેઉ જહાંનમાં તને સુખી કરશે.

ફી.—અરે છુટાં પડવામાં પણ કેટલું દુખ છે!

ગુ.—દાસી એટલી દલગીર નાથા; હમારાં નશીબમાં બનનાર હતું, તે બનીયું છે, અને હવેપછી વખત શું કરશે, તે કોણને ખબર છે?

ફી.—ગુલનાર તથા મીનોચેહેર તમે ખાઇને જાઓ, તમોને આવી હાલતે મારૂ ઘેર છોડી જતાં જોવાને હું ખુશી નથી.

ગુ.—દાસી, હમો તારૂ હેશાંન કેમ ભુલશુ? આઘલા વખતમાં શું મને ખબર હતી કે એવો પણ વખત આવશે! પણ નહીં; દુખ પાછલ સુખ હમેશ લાઘેલું છે, અને તેમજ થશે.

મીનો.—એતો આપણી પરક્ષા થાય છે.

શોદાગર બજાર.

ફીરોઝશા—અફશોશ! બિચારા શોદાગર મીનોચેહેરના કેવા હાલ! કામીયાક, તે વગર શું બજાર સુસ્ત નથી લાગતું?

કામીયાક—ખરેખર! પંદર દહાડાપરતો એના પોકાર તથા દોરથી આ બજાર ગાજી રહેયું હતું. અને આજે કોણ જાણે તે કાં પડયો હશે!

ફીરો.—કામીયાક, એનાં બે વહાંણો નાશ પાંમવાના સમાચાર શાંભળતાંજ એના માગનારોએ એની શાથ એટલીતો ઘાતકી ચાલ ચલાવી કે તેને તરતજ પોતાની નેક ઓરત તથા વહાલાં ફરજંદ સાથ પાછલે બારણેથી નાશી જવુ પડયું, તથા વહાણ વીશે શાંભળતાંજ એકદમ તેવો તેના ઘરમાં જઇને લુટફાટ કરવા મંડ્યા, અને જે જેના હાથમાં આવીયું, તેના તે લોક ધણી થઇબેઠા. એબી મજદકનાં રાજનો ધારો! મજદકે ટુક વખતમાં પોતાની જે દીન ફેલાવી, તેનો તુરત નાશ થાશે; કેમકે તેની દીન તથા ધારા લુચાવોને ફાયદાકારક છે.

કામ—પણ દોસ્ત! હાલ મીનોચેહેર માગનારોની બીકથી કહાં છુપાયો હશે, તે કોણને ખબર છે?

ફીરો.—પણ તને ખબર છે કે હવે નોશીરવાંન પોતાના પેદર કોબાદની શાંમે થનાર છે; કેમકે તે મજદકની બેડીલીથી

કંટાલેછે, તેથી મજદકની સતા જશે એવું ચોકસ છે; કારણકે આ ગુલજાર ઇરાંન શેહેરની રઇયત એનેથી બેદીલ થઇછે, તથા એના ધારાને માન આપવા સાફ નાપાડે છે, અને જો નોશીરવાંન ગાદીએ આવેતો મીનોચેહેરને પોતાની મીલકત પાછી મળે એવો શંભવ છે, માટે ત્યારે મીનોચેહેર બહાર આવીને પોતાનો દાવો જાહેર કરશે.

ફરેદુન—(આવી પહોંચેછે,) કેમ ફીરોઝ તથા કાંમીયાક શા વિચારમાં છો! આજે હું એક ખુશ ખબર લાવ્યો છું!

કામ.—તારી ખુશ ખબરથી તો તુંજ ખુશી હશે; પણ હમારી વાત તો બધાને દલગીર કરે એવી છે.

ફ.—નહીં, મારી વાત મને નહીં પણ આખાં બજારને ખુશી કરે એવી છે.

ફીરો.—આતો અજબ જેવી વાત છે!

ફ.—દોસ્ત તારી વાતમાં ખુશી તથા અજાયબી ભેળાયલાંછે!

કામ.—હવે વગર વખત ખોવે બોલી દે!

ફ.—એ વાતની સચાઇની મને ખાતરી નથી; પણ દેહસતાંન શેહેર તરફથી હમણાજ આવેલું એક વહાંણ ખબર આપે છે કે શોદાગર મીનોચેહેરનાં વહાંણોને મહોટું તોફાંન લાગ્યું, પણ નશીબ જોગે કાંઇ હરકત ન થતાં, તે બીજે બંદરે ઘસડાઇ ગયાં છે, માટે થોડાજ વખતમાં તેવો ઇરાંનનાં બંદરમાં આવી લંગર કરશે.

ફીરો.—જો આ વાત ખરી હોયતો મને ઘણીજ ખુશાલી ઉપજેછે, કેમકે મીનોચેહેર હવે જાહેર થાશે, અને પોતાના ઘાતકી માગનારોને આપી પોતાની મીલકત પાછી મેળવશે.

કાંમ.—એ વાત જો ખરી હોય તો હું પણ ખુશી છું; કેમકે મીનોચેહેર વગર આ શોદાગર બજારને ચેન પડે નહીં.

ફીરો.—ખચીત, તે એક આબરૂદાર હતો, પણ મજદકના ઉંધા કાયદાથી તેનું ઘેર લુટાયું, એટલુંજ નહીં પણ

તેની આબરૂનો એ નાશ થવાથી તે પોતાનું મોં દેખાડવાને શરમાય છે.

ફ.--પણ આપણે તેને શોધી કાઢવો જોઇએ, તથા એ ખુશ ખબર તેને જણાવવી જોઇએ.

મીલલાડ—દોસ્તો, તમોને ખબર છે કે આજે શોદાગર મીનોચેહેરનાં વહાંણો શાહીશલાંમત ઇરાંન આવી પુગાં છે.

ફ.—નહીં, દોસ્ત મીલલાડ, તે હજુર આવી પુગાં નથી; પણ એવી ખબર મલીચ કે તેનાં વહાંણો તોફાંનથી નાશ ન પામતાં શાહીશલાંમત ઘસડાઇ ગયાં છે.

મીલ.—તેતો બે કલાક આગમચની ખબર છે, પણ હમાણાજ એવી ખબર આવી કે વહાંણો હોરમજદની સંયોગી ભુમી પસાર કરી અહીંયાં શાહીશલાંમત આવી પુગાં છે.

ફ.—આ ખબર મારી કરતાં વધારે ખુશકારક છે, પણ કામીયાક થોડીજ વાર અઘાઉ આપણ તેને માટે શું દલગીર નહીં હતા?

કામ.—ખચીત ફીરોજ, તે દલગીર થવાજોગજ હતું; મીનોચેહેર જેવા આબરૂદાર વેપારીનો નાશ થાય તો તેમાં આ બજારે દલગીર થાવુંજ જોઇએ.

ફીરો.—પણ તેને આપણે શોધી કાઢવો જોઇએ.

ફ.—જ્યારે તેને તેના માગનારો શોધી નહીં શક્યા, તો આપણને તે કાંથી મળવાનો!

મીલ.—શું તેને પોતાનાં વહાંણો આવેયાની ખબર હશે?

કામ.—એને તેની ખબર નહીંજ હશે; જો તે જાણતોજ હોય તો તે આવેયા વગર રહેજ નહીં.

મીલ.—પણ તીયારે મને એક બીજો શક આવે છે. અને તે એ કે તે આ શેહેરમાં નહીંજ હશે, પણ આ ઓચીંતાં દુખથી તેને રાતોરાત બીજા શેહેરની રાહ લીધી હશે.

ફીરો.—જો તેમ હશેતો તેની અશકેયાંમતનો ધણી કોણ!

કામ.—મજદકી કાયદા મુજબ તે અસકયાંમત મજદકના હાથહેઠલના ખજાનચીને અસતક મીનોચેહેર જાહેરથાય તીયાં સુધી રહેશે.

ફ.—સોદાગર મીનોચેહેરના નશીબમાં છને પઇસે રખડવાનું, તેમજ પરદેશી ભોગવવાની સરજત હશે; દોસ્ત તકદીર આઘલ તદબીરનું કાઇ ચાલતું નથી.

કામ.—તારૂ બોલવું રાસ્ત તથા અનુસરતું છે.

ફીરો.—આપણે તેને શોધી કાઢવો જોઇએ.

મીલ.—પણ તેમાં આપણ નીષફળ થઇશું; કેમકે મારી ખાતરી છે કે મીનોચેહેર આ શેહેરમાં નથી

ફ.—પણ આપણે ચુપ ન બેસતાં તેની ખબર કાઢીએ.

કામ.—જો તે આ શેહેરમાં હશે તો આપણને મળશે, અથવાતો આ વાત તેના કાંનપર જતાંજ તે જાહેર થાશે

## પાપીનો પસતાવો.

શીરીન—હું પાપીએ તેને ઠગીયો, જીંદગીનાં મોટામાં મોટાં દુખમાં નાંખેયો, અરે તે કેવો મુજાતો હશે! એ દુખી થયલા દીનીયાર તારા સરાપો મારા કાનપર પડેછે, અને મને કેહેછે કે તું કદીબી સુખે બેશનાર નથી. મારૂ અમીરી કુટુંબ, મારાં ખાનદાની માબાપ, અને મારા દીનીયારનો પીયાર, તે બધાંનો મેં નાશ કીધો છે, અરે મારા બુરા હવશોથી હું કોણપર લોભઇ, હુંએ મારૂ બધુ સુખ છોડી, કોણપર પીયાર બાંધીયો? કંઘાલ, દગાખોર, ઘાતકી, અને ખુંની નાદરપર! અરે દીનીયાર! જો તું મને તારા માયાલુ આશરા તલે પાછી લેયતો હું માફી માગું, તારા પગપર મારૂ શર પટકું, અને ફરીથી કદીબી જુદી નહીં પડવાનો વચન આપું. અરે નાદરે કેવી કેવી લાલચોથી મને ફસાવી! તેણે મને કેવી મોટી મોટી સુખની આશા આપી, જીંદગીની ઉંમદી મોજ બખશાવા કહી? અરે એ બધાંપર લોભઇ, હું પાપીએ તેના

બોલવાપર કાંન આપીયા, તેની ફુલવાણીપર મારૂં ધેયાંન ખેંચાયું. તે દગાખોરે મને પોતાની ઝેરી તથા ફરેબ ભરેલી જુબાંનથી પોતા તરફ ખેંચી, તે ફરેબબાજ પારધીએ તેની દઘાની જાલમા હું સલાહ સંપજમાં રહેલાં પંખેરાંને ફસાવી, તથા મારાપર ફતેહ મેળવી છે. જે દુખી હાલતે હું પુગી છું, તેની મને કાંઇ દરકાર નથી; કેમકે એતો મારી બેવફાઇની શજા છે, પણ મારૂ દુખ તો નીરદોષ અને દયાળુ દીનીયાર વીશે છે, હું પાપીનેતો લાયક શજા થઇ ચુકી છે. પણ ઓ દીનીયાર! મારા એકાએક નાશી જવાથી તારાપર કેવી અસર થઇ હશે, તુંએ મારે સારૂ કેવો વીચાર કીધો હશે! અરે, તારા પીયારનો તથા સુખનો હુંએ અનઘટતો ઉપીયોગ કીધો, એવું જીયારે તું વીચારશે, ત્યારે તું પોતાનેજ કેવો દુખી તથા કંઘાલ શમજશે! અરે મારૂં પાપી હઇયું કહે છે કે દીનીયાર પાસે પાછી જાઇ, તેની પાસે માફ માગું, અને મારી ચાલથી જે તેનાં સુખનો નાશ થયો, તેને વીશે રડું, કાલાવાલા કરૂં, મીનતજારી કરૂં, અને પાછી તેના ઘરમાં તેની ઓરત તરીકે નહીં, પણ ચાકરડી તરીકે રહેવાની તેનાથી પરવાંનગી મેળવું, ત્યારેજ આ દુખી તથા બેચેન જીવને તેમજ મારાં પાપી હઇયાંને કરાર થશે. બસ! જો મને તેનાં ઘેરમાં રહેવાની રજા મળે, તથા જો તેના કાંન પર મારો પસતાવો પડે, તો પછી હું પોતાને એક સુખી ઓરત સમજશ. (નોદર આવે છે, અને શીરીનને કહે છે.)

નોદર.—ઓ મારા તાબેદાર શીકાર! તું દલગીર કેમ?

શી.—મારી પોતાનીજ ચાલથી.

નો.—નહીં, નહીં; શીરીન, તું આજ ૧૫ દહાડા થયા બેચેન દેખાય છે, તેનું કારણ જણાવ? તારી બેચેનીપર હુંએ પેહેલાં ધેયાંન આપીયું નહીં, કેમકે હું શમજયો કે તારા જીવને અસુખ હશે; પણ હમણા હું કાંઇપણ શક વગર જણાવુંચ કે કોઇ ભમતા વીચારે તને દલગીર કીધી છે.

શી.—નોદર, તારી સચાઇ મને અજાયબીમાં નાંખે છે!

નો.—તારાં ભેદભરેલાં બોલવાની મને શમજ પડતી નથી, માટે ખુલાશો કર! કારણકે મને શક ઉપજે છે.

શી.—એ વાત ખરી છે, અને તેમાં કાંઇજ શક નથી.

નો.—અરે હું આ શું શાંભળું છું! અરે દગલબાજ, અને નીરદય, મારા તારી તરફના પીયારનો બદલો એજ કે! ઓ! ખુબશુરત પણ મકરબાજ શીરીન, તારી તરફના એવા બોલોની હુંએ કદી પણ આશા રાખી નહીં હતી.

શી.—જો નોદર, હવે હું બધું ખરૂં અને હીંમતથી કહું છું, કે તારી ઘાતકી અને નીરદય ચાલથી હું કંટાલી છું.

નો.—શીરીન, હુંએ તારી સાથ શું ઘાતકી તથા નીરદય ચાલ ચલાવી, તે મને શેતાબીથી એજ જગોપર જણાવ? કેમકે હવે મારો જીવ વધારે વાર સબુરી અખત્યાર કરીશકતો નથી.

શી.—જો તું ઇનતેજાર છે, તો સાંભળ કે મજદકની સત્તા નિચે રહેવાને દરેક જણ ના પાડે છે.

નો.—શીરીન, તેની સાથ તને શું લાગે વળગે છે.

શી.—ધીરો થા, અને મારા બોલયાપર ધેયાંન આપ, પછી તારે જોઇએ તેટલો ગાલ અને મારનો વરસાદ વરસાવજે; પણ તે શઘળાંની હું જરાએ દરકાર કરનાર નથી.

નો.—શીરીન, તારાપર ગાલ તથા મારનો વરસાદ હુંએ કેદારે વરસાવ્યો, તે તું મને ખાતરીથી જણાવ?

શી.—તેતો હું ના પાડું છું; પણ જો તને મારી વાત પસંદ ન પડે, તો ગમે તે કરવાને તું મુખતીયાર છે.

નો.—એતો રહ્યું, પણ તું શું કહેવા માગે છે, તે જણાવ!

શી.—હું એટલુંજ કહું છું કે તું મજદકની સતાનો લાભ લેઇ બીન વારસ અને ગરીબપર તારો દોર ચલાવી, તારૂં ગુજરાંન કરે છે, તે મને પસંદ નથી.

નો.—પણ હું પઇસો કેમ મેળવું, તેની સાથ તને કાંમ નથી, ગયા બે મહીનાજ અગાઉ, કે જ્યારે તું દીનીયાર સાથ હતી, ત્યારે મેં તને મારૂં સુખ આપવા માગ્યું, તે હવે જોવાનું છે, માટે તારી હાલની હાલતપર વીચાર કર, અને જે વાતમાં તારો સંબંધ નથી, તેપરથી તું તારો હાથ ઉઠાવ.

શી.—પણ શું દીનીયારના ઘરમાં મને થોડી મોજ હતી? જ્યાં એક બોલ બોલતાંજ ચાકરો તથા દાસીઓ હાજર થાય, દરેક કામમાં મારીજ શાહેબી અને હુકમ, મારી હાજરી તેજ દીનીયારનું સુખ, તથા મારો પીયાર તે તેની મોજ!

નો.—જ્યારે આટલું સુખ અને મોજ હતાં, તો શું કાંમ સુખમાંથી દુખમાં ફસવાને અંધારી રાતે નીકળી આવી?

શી.—બુરા હવશે મને ફસાવી, હું તારાં સુખપર નથી લોભાઇ, તારી જુબાંનથી તને હું તાબે થઇ નથી, પણ મારા પોતાનાજ બુરા હવશથી હું તને તાબે થાઇ.

નો.—જ્યારે તું, પોતેજ તાબે થઇ, તો હવે દલગીર કાંય થાય છે, તે જણાવ? પણ તે આગમચ હું જણાવું છું, કે મજદકને નામે ગરીબ પાસથી હું જે પઇશા મેળવું છું, તે હવે શીધી રીતે મેળવશ; માટે તારી દલગીરી દુર કર, અને આગલની માફક ચાલવાને મને તારો વચન આપ.

શી.—પણ એ શીવાય મારી દલગીરીનું બીજુંબી કારણ છે, કે જે મારા નહીં પણ આપણા બેઉના ફાયદાનું છે.

નો.—અરે ડહાપણના ખઝાંના, તારાં મગજમાં આપણાં સુખનાં સાંધનનો કીયો વીચાર છુપાયલો છે, તે જાહેર કર.

શી.—નોદર હવે બસ કર, આ વખત ખુશ મશકેરીનો નથી. મારૂં બીજું કારણ એ છે કે જુદાં પડેલાં મારાં માબાપનો વિચાર, તેવોની મારે વીશેની દલગીરી, મારી બેન ઝશીનનો બલાપો, મારા ભાઇ તેમુરનો ગુસો, અને છેલે દીનીયારનો પીયાર, વળી તેની સાથે હું છતે બાપે બીન વારસની

માફક ઘરબાર છોડી, ફસી પડીચ, તે વીશેની દલગીરી છે.

નો.—પણ એ સઘલાં ઉપરથી તું શું કહેવા માગે છે?

શી.—હું એજ માગુંચ કે હું પાછી જઇ તે લોકને મલું.

નો.—શું તું પાછી જઇ તે લોકને મલવા માગે છે?

શી.—હા, હું તેમના દીદાર જોવાને ઇંતેજાર છું.

નો—એમ બનશે નહીં, તારા ગુલાબી ગાલપરનાં આંસુ મને કદી પણ પીંઘળાવી શકનાર નથી.

શી.—જો નોદર હજુર પણ શમજ, જ્યારે હુંએ કોઇને દુખ દીધું નથી, તો તું મને દુખ દેવાને કાંય હીંમત કરે છે?

નો.—તેં કોઇનેજ દુખ નથી દીધું; તો તું શું મનેજ દુખી કરવા માગે છે?

શી.—નહીં, આપણ બેઉ સુખી થઇશું.

નો.—આટલા ટુકા વખતમાંજ તું મારાથી જુદી પડશે, એવી મને આગલથી આશા ન હતી.

શી.—અરે નોદર વિચાર કર, મને પાછી રવાંને કર, મારા ટવલતા બાપનો પોકાર વધારે વાર શાંભળવા ના દે, તથા મારે માટે મારાં ટવલતાં કુટુંબનો કાંઇ વિચાર કર.

નો.—જો તારાં કુટુંબનું, તથા બાપનું તને લાગે છે, તો આવી શા માટે? પણ ખુશીથી આવી, ત્યારે તો મારી ખુશીને તારે તાબે થવું જોઇએ.

શી.—નોદર, હું કેઇ ફરજથી તારી સાથ બંધાયલી છું?

નો.—તારી ફરજ મારા હુકમને માંન આપવાની છે.

શી.—તું વિચાર કર. કે હું તારાં કાંમને ધીકારૂંચ, તથા તારા સુખનને પણ માંન આપતી નથી.

નો.—અરે મગરૂબ ઓરત! તારાં સુખનાં શાંધનો શોધી, તને જરાએ દલગીર થવા ન દીધી, તેનો એવોજ બદલો કે? જેમ દીનીયારને બેવફા થઇ, તેમજ તું મને પણ થાશે કે?

શી.—દીનીયારને બેવફા થઇ, એજ બોલો મને કાંટાની મીશાલ લાગે છે, તથા એજ મને દુખના દરીયાવમાં ડુબાડેછે, તથા એજ બોલો બોટા પાડવાને હું તારાથી છુટવા માગું છું.

નો.—અરે હટીલી અબલા! આશમાંન અને જમીન એક થાય, તેલ તથા પાણી સાથે મળે; પણ દીનીયાર અને શીરોન સાથે મળે, એમ કદી બનનાર નથી.

શી.—એક અબલા પર જુલમ ગુજારવાથી, કીયા ફાયદા તથા સુખની તને આશા છે, તે જણાવ? જયાંસુધી હું સલાહ સંપજમાં હતી ત્યાંસુધી તને દરેક સુખ મલતાં હતાં; પણ તે વીશે હવે વધુ આશા ના રાખ, નહીંતો આખરે તું પસતાશે.

નો.—છત છત, એવી તારી ધમકીની મને દરકાર નથી; હું હીચકારો નથી, કે હું તારાથી બીહસ.

શી.—હું પણ કાંઇ કમી નથી, કે તને તાબે થઇ શકું.

નો.—તારા સખુંન જેવા મીઠા હતા તેવાજ ઝેરી થયા છે, અને એજ ઝેરી સખુંન તારૂં મોહોત લાવશે.

શી.—તું ધારેચ કે હું જીવપર આવેલી ઓરત મોહોતથી બીહીને હટી જવશ; હું તો મારે મનશો, મારાં કુટુંબના, તેમજ વહાલા દીનીયારને મનશો મુએલીતો છઉજ, ત્યારે શું તારી મોહોતની ધમકોથીજ હું બીહી જઇશ. કદી નહીં.

નો.—ઓ મારા છેરાયલા શીકાર, મને દુખી નાકર, તથા આગલના જેવી નમાંની અને તાબેદાર થા, તથા તેવીજ થવાને આ દુનીયાંની બીજી ઓરતોને ધડો આપ!

શી.—તારા જેવા નીચને તાબે થવાનો જે ધડો મારીપાસ આ દુનીયાંને તું અપાવા માગે છે, તે કદી થનાર નથી, હું કોઇનેબી માન આપું, તો તે મારા દીનીયારનેજ; કારણ કે તેનો મારાપર વીશવાશ હતો, પણ તેની કદર હું આભગણી ઓરતે ન પીછાંની, તેને મારે માન આપવું ઘટેથ, કે તારા જેવા નીચ નજરના દગાખોર ચોરને?

નો.—તારી ઝેરી જુબાંન અટકાવ, કોણ જાણે હું સાથી ઘેરાઇ ગયોચ; નહીંતો આએજ ઘડીએ, આ તલવારથી તારૂં શર તનથી છુટું પાડી નાખીયું હતે!

શી.—દુખ તથા નામોશીમાં જીવવા કરતાં મરવું સારૂ છે.

નો.—જો તું મારી મરજીથી ઉલટી જઇ, તારાં કુટુંબને મલવાની તજવીજ કરતી જણાશે, તો આએ એકાંત ઝુપડી તારી હમેશની ઓહોર થાઇ પડશે.

શી.—તારા કરતાં મોહોતને હું વધારે ખુશીથી ચાહું છું.

નો.—મોહોત તારો અંત લાવે તે આગમચ તને રીબાવી ને મારી નાંખશ; પણ અરે આ અંધારી રાતે એકાંત જગામાં ખખડાટ શાંનો! અરે તું મારો નાશ કરવા માગે છે!

શી.—એતો તારાં કરતુકની શજા. મારી શોધ કરતાં માણસો આવી લાગાંચ, હવે તું પાપીથી મારો છુટક થાશે.

નો.—અરે એ શાનો અવાજ, ચાલ શીરીન નહાશી જઇએ!

શી.—પણ તું તો મને રીબાવીને મારી નાંખનાર હતોની?

નો.—તું તેમનીપાસે જીવતી જાય, તે આગમચ લે આ તરવાલનો ફટકો, અને તારી મગરૂરીનો અંત લાવ. (નોદર તલવાર મારે છે, તથા ચીચારી મારી તેણી ભોંયપર પડેછે, તથા ચોરો અંદર દાખલ થાય છે.)

તુર.—શરદાર શીયામક આપણ હવે કયાં હાથ મારીએ!

તેમાસ્પ.—મને કોઇની ચીચારીનો સાદ શંભળાય છે.

ફરયાદ—તેમાસ્પ, તું ઠગાય છે, એ ઘરમાં એક ચલ્યું પણ નથી, તેમજ એકુ બીજી બતી પણ નથી.

તુ.—દોસ્ત, આપણ ચાર હથીયારવાલાથી શાંમે થવાને આએ ઘેરમાં કોણ હીંમત ધરાવે છે?

શીયામક—દોસ્તો, તમો ગડબડ ના કરો; તેમાસ્પના કહેવા મુજબ મને કોઇની ચીચારી સંભળાય છે, એટલુંજ

નહીં, પણ કોઇ મરદનોખી અવાજ આવે છે, માટે નબરવશ નહેતાં તમારે હુશીયારીથી કાંમ કરવું જોઇએ.

તુ.—ફરીયાદ, અરે હું ફસી પડીયોચ, માટે બતી આંમ લાવ?

શીયા.—તમો બુમ કાંય મારો છો?

ફ.—પણ એ ઘરમાં છેજ કોણ.

તે.—ખુંન! ખુંન!! શરદાર શીયામક, નાહેક ખુંનનો દાવો આપણ ઉપર આવશે, માટે નિકળી જઇએ.

શીયા.—શબર, શબર, એ છે શું? ફરીયાદ, બતી એના ચેહેરા તરફ ફેરવ? જોઇએ એ કોણ છે!

તુ.—અરે આતો કોઇ ઓરત છે! આપણી અગાઉ ચોરો અહીં આવી ગયા હશે, માટેજ આ ઘરમાં કોઇ નથી, માટે ભાઇઓ ચાલો; નહીંતો ખુંનનો બટો આવશે, અને આપણ ચારો જણ ફાંસી જઇશું.

શીયા.—શબર કરો, મારી સરદારીના હું શોગંદ લઇને કહુંચ કે આ જગોથી કોઇએ એકએ કદમ પાછલ હઠવું નહીં. એ ચોરો કોઇ કરપીન તથા હીચકારા હશે, માટેજ એ ઓરતને જખમ કરી ચાલી ગયા છે. ખચીત એ ઓરત ખુબશુરત છે, એના જખમમાંથી લોહી ગયાથી એ બેશુધ થઇ પડી છે, પણ બીજું કાંઇજ નથી. ઉઠાવો આ કીમતી માલ, અને લઇ ચાલો આપણી ખીનની ગીચ ઝાડીમાં.

તુ.—અરે પણ હુંજ પડી જવાથી મારૂં આંગ મારાથીજ ઉંચકી શકાતું નથી, તો એને કેમ ઉંચકું! અરરર! મારાં માથાંમાંથી લોહી નિકળેચ, અરે શરદાર શીયામક, મને પણ ઉંચકીજ ચાલો, એ ઓરત તમોને કાંમ લાગનાર નથી, પણ હું તો કાંમ લાગીશ.

ફરી.—હવે આપણ શાહવારેજ જઇશું.

તે.—જો કોઇ આવશે તો આપણે તેમને કહીશું, કે હમે

તો પાસેનાં ગાંમમાંથી તમારી મદદ દોડી આવ્યા છીએ.

શીયા.—અરે મુરખો! આ વખત મશકરીનો નથી; તમો જાણોચ કે પેલા લોક હમણા આવી લાગશે, અને આપણે તેવોની ટોલકીના ગણાઇશું. વળી તમો જાણોચ કે જે દારથી મજદકની સત્તા થઇચ, તે દારથી ઇનસાફ તો જતોજ રહેલો છે, તેથી ના હક આપણ ફસી જઇશું; એટલુંજ નહીં, પણ ખુંનનો બટ્ટો આપણો ઉપર આવશે, માટે બેહેતર એજ કે આ કીમતી માલ ઉઠાવો, અને આપણી ખાનગાલી ત્રાડીમાં લઇ ચાલો.

તે.—પણ શરદાર શીયામક, હું પુછુંચ કે એ ઓરત આપણને શું મદદ કરનાર છે!

ફેરી.—ઉલટા આપણ ફસસું, માટે સરદાર, કોંઇ એવી ચીજ બતાવો કે જે ચોરી જવાય:

તે.—તે તો આ એક મરન કાંડે આવેલી ઓરતજ છે.

શીયા.—મસ શેતાબીથી ઉઠાવો, પણ હું એ એના જખમ ઉપર પાટો બાંધેલો છે, માટે તે છુટી નહીં જાય, તે સંભાલજો; એનો જખમ ઘણો ઉંડો નથી, પણ વધારે લોહી જવાથી એ બેશુધ થયલી છે, પણ ઘટતી માવજતથી એ બે દહાડામાં સુધરશે.

---

વફાદારની મદદ.

ફ્રી.—ઓ માબાપથી છુટાં પડેલાં કમનશીબ બાળક! મારી પાસ પણ તું સુખે રહેનાર નથી; કેમકે મને ખબર મલી છે, કે મજદકના સિપાઇઓ તને રાતને વખત ચોરી જનાર છે. અરે દુખી થયલી ગુલનારને હું શું જવાબ દઇશ, તેમજ

મીનોચેહેરને પણ શું કહેવશ! બાળક ચોરાવવામાં મજદકની મતલબ મને શમજ પડતી નથી, હું એને કોણને સોંપું, મજદકના નીરદય સિપાઇઓ શાંમને મારૂં કાંઇ ચાલનાર નથી. ખબર મુલવા મુજબ આજે રાતના તેવો આવનાર છે, અને જબરીથી બાળકને લઇ જનાર છે; વળી જો હું એને બીજાંને સોંપશ તો ત્યાંથી પણ તેવો એને લઇ જાશે. અરે મજદક તારા ઉંધા કાયદાથી તો શોદાગર મીનોચેહેરનું ઘર લુટાયું, તે લોકેને ભીખારી હાલતે અહીંથી નાશી જવું પડીયું, તેટલાંપર સંતોષ ન પામતાં, તું બાળકનો દુશમન થઇ લાગોચ, અરે હવે એનો શું ઉપાય કરૂં. (બાહારથી અવાજ આવે છે.) ફીરંગીજ ફીરંગીજ, બારણું ઉંઘાડ.

ફી.—અરે એ કોણ બોલાવે છે, હજુરતો રાત નથી થઇ, તેટલાંજ એવો આવી લાગા છે, હવે કાંઇ ઇલાજ નથી; જો એ મારા જીવની કીમતથી બચતો હોય, તો તેમબી કરૂં, અરે આ વખતે મારી મદદ કોણ છે? ખોદા એક દુખી અબલાને બંચાવ, હવે એને કહાં શાંતું, એ લોક દરેક ખુંણુ શોધી વળશે; પણ ફીકર નહીં, હું બારણું ઉઘાડું છું; ગુલનારને હું જણાવશ કે હું બીન તકશીર છું, કેમક એ લોકો જબરીથી લઇ ગયા. અરે કમનશીબ બાળક! તું માબાપથી તો છુટું પડયું, પણ એક દાસીના હાથમાંથી પણ હવે જશે, અને એક ઘાતકીમાં ઘાતકી હેવાંન્યત હાલતમાં જશે, અને હવે પછી તારાપર શું મુશીબતો ગુજરશે તે તો તે શાહેબનેજ ખબર છે. ઓ સોહરાબ! હું તને ખોદાને આશારે સોંપુંચ. (પાછો અવાજ આવે છે.) ફીરંગીજ, ફીરંગીજ, બારણું ઉંઘાડ? ફીરંગીજ બારણું ઉંઘાડે છે, તથા પોતાના ભાઇ વફાદારને જોઇ ચોંકે છે.

વફાદાર—કેમ બેહેન આટલી ગમગીન કાંય, જલદી બારણું કાંય નહીં ઉંઘાડીયું, અહીં કાંઇ માઠો બનાવ બનેલો લાગે છે, માટે ફીરંગીજ જે હોય તે જલદીથી જણાવ?

ફી.—વફાદાર, દુખી બેહેનને મદદ કર, અરે હું એ તો મજદકના સિપાઇઓ જાણી, તેમને માટે બારણું ઉઘાડીયું; પણ તેમને બદલે તો તું દયાળુ ભાઈ આવી લાગો છે!

વ.—આ બાળક કોણ, તથા તારાપર શું આફત છે?

ફી.—અરે એજ બાળક મારા ધબરાટનું કારણ છે, અને એજ કમનશીબ આજે એક દુશમનને હાથ જનાર છે.

વ.—આજે તું મારા શવાલનો જવાબ બરાબર આપતી નથી, મને લાગેચ કે તારો જીવ બેચેન છે.

ફી.—અરે દયાળુ ભાઇ, એક દુખી બેહેનપર દયા કર, તારા સીવાય મારો ભરમ હું કોઇને કહી શકતી નથી, તને ખબર છે કે મારા શેઠનાં વહાંણોનો નાશ થવાથી તેના માગનારોએ તેનું ઘર લુટીયું, અને તેમને પાછલે બારણેથી નાશી જવાની ફરજ પડી.

વ.—પણ તેવો નાશી ને કોણને આશરે ગયાં હશે?

ફી.—તેવો આ શેહેરમાં અને એજ ઘરમાં હતાં

વ.—ત્યારે આજે તેવો કહાં ગયાં છે?

ફી.—તે તો મને ખબર નથી; પણ આ બાળક તેજ કમનશીબ માબાપનું છે, તેવોને પણ હું એજ નહુશાડીયાં. વફાદાર, દુખ હમેશ શાંમટુંજ આવે છે; વળી તેવો પાસ તેમજ મારી પાસ પણ કાંઇ ન હોવાને લીધે હું બહાર ચાકરી રહી, પણ ત્યાં તેવો વગર મને ચેન નહીં પડવાથી, મારાં કુટુંબને મલવાને બહાંને તરણ દહાડામાં તેવોને ખાતર હું પાછી આવી; પણ તેટલા દહાડામાં તેવોએ મોંપર અનનો એક પણ દાંણો મુકયો નહીં; પણ ખોદાને આશરે તેવો આ કમનશીબ બાળક સાથ પડી રહેયાં, અને મારાં આવતાંજ તેવોએ મને પોતાનો બહાર નિકળી જવાનો વિચાર જણાવ્યો, અને આ બાળકને મારે અસતક કરી, જે ઘેર અને શેહેરમા તેવોએ જીંદગીની ઉમદા મોજો બોગવેલી, તે શેહેર અને ઘરને